# અર્જુનગીતા

અને

# ધર્મગીતા.

રચી છપાવી પ્રસિદ્ધ કરનાર,
બુકસેલર લલ્લુભાઇ અમુલખદાસ.
ઠે. માણેકચોક—અમદાવાદ. તથા ડાકોર.

આવૃત્તિ ૫ મી પ્રત ૨૦૦૦.

સંવત ૧૯૭૮—સને ૧૯૨૨

શા. પોપટલાલ અમથાભાઇએ છાપ્યો. શ્રીજૈનવિદ્યા વિજય
પ્રેસ રીચીરોડના પુલ નીચે અમદાવાદ નં. ૧૧૬

કીમત રૂ. ૦–૧–૦.

॥ શ્રી ગણેશાય નમઃ ॥

# અર્જુન ગીતા.



અર્જુન ગીતાનો અર્થ એ છે અર્જુન તે પાંચે પાંડવ માંહેનો એકભાઇ હતો, તેને શ્રીભગવાન સંગાથે સગાઇ તથા મીત્રાચારી હતી. પછી અર્જુન એક દીવસે લડાઇ ઉપર ચઢયો ત્યારે શ્રી ભગવાને કહ્યું કે ગીતા એટલે જે ધર્મનો માર્ગ જેથી સુજ પડે તેનો સાર કહી સંભળાવો ત્યારે શ્રીભગવાને અર્જુનને ગીતા કરી રાખી ને તેની ગુજરાતી ભાષામાં કવિતા, દોહરા ચોપાઈ કહેલી છે તે લોકોને વાંચવા સારૂ લખી છાપી છે.

શ્રી ગણેશાય નમઃ શ્રી ગુરૂભ્યો નમઃ શ્રી ગુરૂપ્રતાપે ગાઇએ, કૃપા તે સાધુ જન. પરિબ્રહ્મ મારો આત્મા. મારૂ મન તે અર્જુન; અર્જુન સુણો ગીતા સાર પાંડવ માનજે નીસ્ધાર ૧ અર્જુને એમજ પુછયું. સાંભળો વૈકુંઠરાય; એક સાર ગીતા કહો મને. નીજ ભ-

ક્તનો મહીમાય. અર્જુન ૨ ત્યારે શ્રીહરી એમ બોલ્ચ્યો અર્જુન ધરજો મન; એ સાર ગીતા સાંભળે, અવતાર તેનો ધન્ય. અર્જુન. ૩ ચૌદ લોક તે વશ મારે બ્રહ્માંડ કેરો ભાર; તે ધન્ય મારા દાસને, રાખે ઉદય મોઝાર અર્જુન. ૫ જળ મધ્યે જે પદ્મ છે. તેને સ્પર્શ નહી લગાર; ચીન્હ મારા ભક્તનાં, વળશે ન વિષય વિકાર અર્જુન. ૫ સંસારમાં સરસો રહે ને મને મારી પાસ સંસારમાં લોપાય નહી તે જાણું મારો દાસ. અર્જુન. ૬ મુજ ભક્ત તે મુજને ભજે, હૈયે હોય હેત હંમેશ; તો ભક્ત તેને જાણીએ જે કરે ન કોઇને દ્વેશ અર્જુન. ૭ કરમાંહી તુલશી કરણ તુલશી, કંઠ તુલશી હાર બહુ તીલક છાપાં શોભતાં, મુજ ભક્તનો શણગાર અર્જુન. ૮ મારાં સાધુને જાણે નહી. પાખંડ પુજે લોક; જે દંડ આડંબર કરે, તે જાણું સરવે ફોક અર્જુન. ૯ ઉત્તમ વરણ થઈ નહી ભજે, ચંડાળ કહીએ તેહ ચંડાળ થઇ મુજને ભજે તે જાણું મારો દેહ. અર્જુન. ૧૦ મુજ ભક્ત કેરે કારણે, અવતાર લીધા દશ, હું નીરંજનને નીર કૃતી, મને ભક્તે કીધો વશ્ય. અર્જુન. ૧૧ વળી દેવ કેરે કારણે હું ગયો વશમે વન; રાવણ મારી રાજ

આપ્યું વીભીષણ રાજન. અર્જુન. ૧૨ દુરવાશા રૂષિ-
ને હું દુભીથો મુજ આત્મા અમરીખ; ભય ચક્ર મેહેલી
છેદીયો. મે ભલી વગાડી શીખ. અર્જુન. ૧૩ બળીરાય
મેં બાંધીઓ, દેવોની કીધી સાર; પીતળ આપ્યું રાય-
ને ત્યાં હું રહ્યો છડીદાર અર્જુન. ૧૪ ગોકુળ વિશે હું
અવતર્યો, શીર પીંછ ધરતો મોર; ખાતો હું માંખણ
તસ્કરી જગ કહેવાયો ચોર અર્જુન. ૧૫ મા જશોદા-
જીએ બાંધીઓ. હું જોડી રહ્યો હાથ; આધીન થયો તે
દાસનો, ચૌદે ભોવનનો નાથ અર્જુન. ૧૬ વળી ઈંદ્ર
જ્યારે કોપીઓ; ત્યારે કોઇ ન આવ્યું આડ; ગોકુળ
રાખ્યુ રેસતું, ગોપી લડાવ્યા લાડ. અર્જુન. ૧૭ સો-
ળસે સ્ત્રીઓમાં હું રમ્યો, મારો કોઈ ન જાણે ભેદ;
મારા ભક્ત કેરે કારણે, મને કહે લપટ વેદ અર્જુન.
૧૮ વીસીચી વાછરૂ હરી ગયો, તે કરી ગયો અધર્મ;
હું નવા નિવાશી લાવીયો મારો કોઈ ન જાણે મર્મ અ-
ર્જુન. ૨૦ વળી પ્રથમ પોળે પેશતાં પરીયટે દીધીગાળ
મે મારીને વસ્ત્ર લીધાં, સોહાવીયા ગોવાળ, અર્જુન.
૨૧ વળી ત્યાં આગળ ચાલતાં માલણ લાવી હાર; મેં
અર્થ સાર્યો તેહનો આપ્યાં પદાર્થ ચાર. અર્જુન. ૨૨

વળી મારગ નાપીક મળ્યો તે આપ્યું દર્પણ હાથ; પુર્યા મનોરથ તે તણા; મેં રાખ્યા મારે હાથ. અર્જુન. ૨૩ સંબંધી જનને જે હણે ચંડાળનો તે અંશ માર-ભક્ત કેરે કારણે મેં માર્યો મામો કંશ અર્જુન. ૨૪ મેં સુધનવા સંતોખીઓ, કાગના કારણ કાજ; સંપતિ આપી તેહેને નવનીધી સુદ્ધાં રાજ અર્જુન. ૨૫ એકા વારે વિદુર ઘેર જઈ અભાજીપાન; મેં લાડ પાળ્યા દાસનાં. રાજાના મોડયાં માન. અર્જુન. ૨૬ કૈર-વનું કુળ સંહારીયું મેં સાર્યો તારો અર્થ હું ચૌદ ભુ-વનનો રાજીઓ મેં હાંકયો તારો રથ અર્જુન. ૨૭ એ-કવાર વનમાં હું ગયો ત્યાં વન હતું ઘનઘોર. મેં ભાવ જોયાં ભીલડીનો ખાધાં એઠાં બોર. અર્જુન. ૨૮ અમે ઘણા મળી ગોવાળીયા, રમતા ગયા મહાવન; બહુ ભાવ જોઇ રૂષિ નારનો અમે જાચી લીધાં અન્ન. અ-ર્જુન ૨૭ પ્રલ્હાદ પીતુંએ પરભવ્યો મેં થંભ પુર્યો વાસ તે દુષ્ટને વીદારીને ઉગારી લીધો દાસ અર્જુન. ૩૦ વળી ધ્રુવને દુઃખ પમાડીઓ, ને કહાડીઓ વનવાસ; તે બાળકે મને વશ કર્યો ધન્ય ધન્ય મારો દાસ અર-જુન. ૩૧ ચંદ્રહાસ ને હરિશ્ચંદ્ર સજા ભક્ત મારા તેહ

પડે વીપત પણ નહી વીસરે, મારા મુગટના મણી એહ અર્જુન. ૩૨ જ્યારે સુધનવાને નાંખ્યો તાતે તેલ બળતી ઝાળ; મારા દાસને ઉગારીઓ સંભાળતાં તતકાળ અર્જુન; ૩૨ દ્રુપદીનાં પટકુળ કાઢીયાં હું પાસ નહી તે કાળ દાસને વેળા પડી ત્યારે તુર્ત કરી સંભાળ અર્જુન. ૩૪ પંચાળીને જ્યાં પરમત્રી પાસે હતા પંચ વીર મારા દાસને મેં પુરીયાં નવશે નવાણું ચીર અર્જુન ૩૫ એક કોળીએ કઉતક કીધું, ને લીધું મારૂ રૂપ રાજાની કન્યા પરભવી, પરદલ કોપ્યો ભુપ અર્જુન. ૩૬ મેં ત્યાં જઈને શું કર્યું મારૂ તેજ મુકયું સાંય પરદલનો પરાજય કર્યો મારૂ બીર્દ પાળ્યું ત્યાંય. અર્જુન૦ ૩૭ અજામેળ તે મહાપાતકી મારીક ગુચુક જેહ જે સ્મરણ કરતાં માહરૂ, વૈકુંઠ પામી તેહ, અર્જુન૦ ૩૮ ગજરાજને ગ્રાહે ગ્રહ્યો ત્યાં લીધું મારૂ નામ; યાં એક કરતાં બેઉના અર્જુન સીધ્યાં કામ અર્જુન. ૩૯ હું માં ને મારા ભગતમાં અંતર ન હોય લગાર મુજ ભકતને લેખે નહી તે ભુલી ભમે સંસાર અર્જુન. ૪૦ મારા ભકત સુખી, તો સુખી હું દુખી તો દુખી હું જાણુ; મારા ભકતને કોઈ પરમત્રે તો મને લાગે બાણ

અર્જુન૦ ૪૨ છે સ્વર્ગ મૃત્યુ પાતાળમાં, જળ થળ- માં મારો વાસ; સુણ ઇંદ્રસુત તુજને કહુ, હું થકી અદકો દાસ. અર્જુન૦ ૪૨ હું જોગ જગને નહી તપ તીર્થ કે દાન; અર્જુન મહીમા જાણજો મારૂ ભકતથી છે ગ્નાન. અર્જુન૦ ૪૩ હું ભક્તને સંગે ફરૂ મને ભ- કતનો આધાર અર્જુન મહીમા જાણજો કહેતાં ન આવે પાર અર્જુન૦ ૪૪ હરીભકત મહીમા સુણી અર્જુન પામ્યો હરખ અપાર; મુર્છિત થઇ અવની પડયો; નેત્ર વહે જળધાર અર્જુન૦ ૪૫ આ ગીતાને જે ગાય નરને નાર અર્જુન એવું જાણજો તે પામે પદને નીરધાર અ- ર્જુન ૪૬ એ ભકતે મહીમા માહરો કોઇ કળ્યો નવ જાય જેનુ ભાગ્ય હોય તે અનુભવે ધનદાસે ગીતા ગાય અર્જુન૦ ૪૭ ઇતીશ્રી અર્જુન ગીતા સંપુર્ણ.

—❋—

# ધર્મ ગીતા.

॥ શ્રી ગણેશાય નમઃ ॥

શ્રી સારદાય નમઃ શ્રી ગુરૂભ્યો નમઃ

## ચોપાઇ.

પ્રથમ પ્રણમું શ્રી ગુરૂરાય, બેઉ કર જોડી લાગુ પાય; શુદ્ધિ બુદ્ધિ મા કરજો સહાય સેવક જનની પુરે આશાય ૧ : ૨ વીનતી કરજોડી કરી ધરમ ગીતા કહું વીસ્તારી જુગજીવન કૃપાએ કરી શુભ અશુભ કહું વિસ્તારી ૨ રશનાએ રામ નામજ કહુ હરી નામનો પાર ન લહુ; વિષ્ણુ ધર્મ કહે છે જેહ સંક્ષેપે બોલ્યો છે તેહ. ૩ હરી ગુણનો મન લહું પાર, માગુ નામ તણો આધાર, નામેથી અધર્મિ તરે, નામે મહા મહા પાપી ઓધરે ૪

## દુહો.

સહસ્ર ફેણા ને શેષને રસના શહસ્ર મુખમાંહે અ નેક જુગ લગી તેજ તપે, તોએ નહિ હરી સ્વપ્નામાંહે ૫ શંકર કહે કેમ વરણવું જે મુખ રશના એક અણ- વીચારથી ચાલશું વળી નવ લહુ વિવેક. ૬ ભોળેભાવે હું કહુ ગોવીંદના ગુણ સાર થોડી સેવા બહુ ફળે જો દયા કરે ગોપાળ પુરૂષ જે ધર્મરાજા કહે દે સેવકને ઉપદેશ; કથા શ્રવણે સાંભળે તે સર્વ હું બોલેશ.

## ધર્મ વચન—ચોપાઇ.

કહે ધર્મ સેવક સાંભળો આજ્ઞા માગી વહેલા પળો મૃત્યુ લોક જાશે વેગે કરી દુષ્ટ આત્માને લાવો હરિ ૯ હરિ ભક્ત હોય નીરધાર, તેને નવ દુખ ધરશો લગાર તે નર વૈકુંઠ પામશે, તો નવ જાશો તેણી દીસે ૧૦ કહુ વીતી આસાર, એક ઉપજ્યો વીચાર, હરીજન તે કેમ જાણે ત્યારે ધર્મરાય વાણી ભણે. ૧૧ પ્રથમ કરે બ્રાહ્મણની સેવ, જેને નારાયણદેવ, વચન વીપ્રનું ચીત ધરે, તે ઉપર અતી આદર કરે ૧૨ જેને હરી સાથે છે સ્નેહ, ભક્તિ લક્ષણ કહીએ તેહ પતિવ્રતા જેને ઘેર

નાર સતવાદી જેનો વિચાર. ૧૩ ભુખ્યાને સંતોશે જેહ ભક્તિ લક્ષણતો કહીએ તેહ. ગૌતણી જે કરે સેવ, મંદીરમાં પુજે શીવ દેવ. ૧૪ દ્વારિકા નર જાએ જેહ, ભકતા લક્ષણમાં માર્ગ તેહ સેવે સારદા જે શાલીંગરામ એકે મને લે હરીનુ નામ, ગોપીચંદને નવ લજા જેહ. ભકતી લક્ષણ તો કહિએ તેહ ૧૫ તીલક ધરે હરી ચંદન સાટ ચરણોદકપર પ્રીત અપાર, હરી કીર્તન શું રાખે નેહ ભકતી લક્ષણ જાણિ તેહ. ૧૬ જે બ્રાહ્મણ પાળે ખટ કર્મ, એકે મને આરાધે ધર્મ સદાકાળ સંતોષી જેહ, ભકતી લક્ષણ કહીએ તેહ ૧૭ શહસ્ત્ર નામ જે નીત્યે ભણે. વેદના માર્ગ શ્રવણે સુણે; વેદ વીચાર કરે છે જેહ ભકતી લક્ષણ કહીએ તેહ ૧૮ પરનારીનો સંગ નવ કરે, પરનીંદા મુખે નવ ઓચરે પરદુઃખને વળી ભાગે જેહ ભકતી લક્ષણનો માર્ગ તેહ ૧૯ ક્રોધ લોભનો છોડી સંગ તત્વ રાગતો જાણવા રંગ મીથ્યા મોહને જાણે જેહ, ભકતી લક્ષણ કહિએ તેહ ૧૯ પાંચે ઇંદ્રી વશ કરે સત્ય વદી સુખ દુઃખ નવ ધરે; સાધુ પુરૂષને સેવે જેહ ભકતી લક્ષણ કહિએ તેહ. ૨૧ કોમળ સરખી વાણી ઓચરે ધર્મ પુરૂષની સંગત કરે ક્ષમા

વંત નર હોએ જેહ ભકતીલક્ષણ કહીએ તેહ ૨૨ ધન જોબનનો ગર્વ ન ધરે માત પીતાની સેવા કરે, ગુણ ગોવીંદના ગાયે જેહ ભકતી લક્ષણ કહીએ તેહ ૨૩ એકાદશી વ્રત કરે અપવાસ હરીગુણ ગાતાં ઉલ્લાસ દેહ દમન કરે નર જેહ ભકતી લક્ષણ કહીએ તેહ ૨૫ જે કોઇ લીએ હરીનું નામ પ્રભુ પ્રત્યે કરે દંડ પ્રણામ; હરી નામે આનંદ જેહ ભકતી લક્ષણ કહીએ તેહ. ૨૬ પુરવ પુન્યનોએ વહેવાર અનેક ગુણનો નાવે પાર. જેના હૃદયમાં રામનો વાસ ધર્મ કહે હું તેનો દાસ. ૨૭ સત્ય વચનમાનો નીરધાર રખે મદ કરતા લગાર ૨૮

## દુતવચન દુહો

કહે સેવક તમે હરીભકત તેનાં કહ્યાં, કહો તે તણાં એધાણ પુછું છું અતીઆદર કરી હવે લાવું હું કોણ ૨૯

## ધર્મ—વચન—ચોપાઇ.

પ્રથમ આપે નહી જે દાન, વિપ્રનું કરે જે અપમાન ગુરુ વચન લોપે નર જેહ. નીકટ બાંધન કરી લાવો તેહ ૩૦ જન્મ લગી અનર્થ આચરે સારે માર્ગ નહી સં-

ચરે, આત્મઘાત કરે નર જેહ નીકટબંધન કરી લાવો તેહ. ૩૧ નવ દયા જીવની હીંસા કરે દયા મેહેર રૂદે નવ ધરે, પંખી પાંખ છેદે નર જેહ, નીકટ બંધન કરી લાવો તેહ ૩૨ પશુ તણી જે બાહે ચાર, વૃક્ષને જે છેદે તતકાળ કન્યાદ્રવ્ય લીએનર જેહ નીકટ બંધન કરી લાવો તેહ ૩૩ નવાણુ તણા જે જન લે દામ પર દ્રવ્ય ઉપર જેને હામ, પરનારીને ઇચ્છે જેહ, નીટકબંધ કરી લાવો તેહ ૩૪ ગૌ પારણને આણે દ્રોહ, માત પીતાને કરે વિછોહ સર્વ પાપી નર હોએ જેહ નીકટ બંધન કરી લાવો તેહ ૩૫ હરી કથા ચીત નવ ધરે વેદ શાસ્ત્રની નીંદા કરે; દેવ તીરથ માને નહી જેહ, નીકટ બંધનકરી લાવો તેહ ૩૬ હરીને દેછે જે અપમાન ડાહ્યાને જે કહે અજ્ઞાન; પરનીંદા કરે નર જેહ નીકટ બંધન કરીલાવો તેહ ૩૭ પાછુ દાન લીએ નર જેહ હરી વશે અન્ન આરોગે તેહ બ્રાહ્મણને માન નહી જેહ નીકટ બંધન કરી લાવો તેહ ૩૮ સહોદરને જે પરહરે વેશ્યા સાથે ગમનજ કરે કુમતી નર હોએ જેહ, નીકટ બાંધન કરી લાવો તેહ ૩૯ જુઠી સાખ જુઠું બોલે સરોવર ભાગે પાપજ કરે. [illegible] ભાગે જેહ નીકટ બંધન કરી લાવો તેહ

૪૦ જેને જે મંત્ર નવ ઘટે તે મંત્ર લેવા ઉક્રૂરે ક્રોધવંત નર હોએ જેહ. નીકટ બંધનકરી લાવો તેહ ૪૧ ધર્મ વચન કહેતે સાર હુત મન આનંદ અપાર કહો જઈ રહીએ અમો ખુલાસો અમને બતલાવે તમો ૪૨ નારી જે દંભ આચરે; સ્વામીની સેવા નવ કરે. કુટુંબને નહી માને જેહ હુતો ઘર તમારૂં તેહ. ૪૩ કેશ મોકળે દોડે નાર ભેદ કરતાં નહિ વિચાર વસ્ત્ર શીશ નવ ઢાંકે જેહ હુતો ઘર તમારૂં તેહ ૪૪ ભગની દામ જે વાપરે ભજન પાખે રૂદનજ કરે ભાગે માપે સુણ નર જેહ હુતો તમારૂં તેહ; ૪૫ કલાલ ખાનાને આગણે રહે પડોશ ચામારજ તણે નીલકુટનનો ઘર પાસ, હુતો તહાં તમારો વાસ ૪૬ મંત્ર સાધવા જાય મસાણ રોકે વૃક્ષ તમારો મઆણ વતી તરસુદ્ધ હોએ જ્યાં તો તમે વશજો ત્યાં ત્યાં. ૪૭ ખડવાશ હોએ જ્યાંહાં ગામ વળી અપવિત્ર કરો ઠામ. વળી ચઉટ્ટ હોએ જ્યાં હુતો ત્યાં જઈ કરજો પ્રયાણ. ૪૮ ગામ ઉપર ચડાવ જેહ હુત ક્રીડાશું રાખે તેહ લીલ વસ્ત્ર કરે જે ઠામ. હુતો જઈ ત્યાં કરો મુકામ. ૪૯ ક્લેશ કરે જે નરને નાર ધર્મ નવ ગણે લગાર. રાત દીવસ ધીમાર વેર; હુતો રહેજો તેને ઘેર ૫૦ પુરૂષ ઉભોને

બેઠી નાર પારકા ઘરનો કરે વિચાર અણચ્રતુ બોલે આળ, દુતો રહેજો તેની પરસાળ પર સાસુ સાથે જે વહુ લડે નીત જે નણદીને નડે દુર વાકય બોલે વચન તેના ઘરનું હરજોરે ધન, પર ઉકરડે નાંખે જે અન્ન ને પેખે બિલાડી જન, રવી આથમે વાશીદુ કરે, જેનું ઘર રખે વીસરે, ૫૩ જેકો ફુકીને ખાએ અન્ન, અનદેવનુ કરે અપમાન, ધિક ધિક જે અકને કરે તેહેનું ઘર વીસરે નહી ૫૪ અણગાળ્યું જે નીર વાપરે ધુમાંડાંના જાળાં બહુ કરે બેઉ હાથ માથુ જે ગરવડે, તેને ઘેર ઓચીતા પડે પાપ ઘરના ભાર નહિ લગાર આળસમાં કાડે અવતાર કરોળીઆ અને ગંદકી ઘણી તેના ઘરના થાજો ઘણી ૫૬ વહુ સાચાને બોલે આળ ટુંકારે બોલાવે નાર સસરાને દેખી નવ ઢાંકે ચીર તેના ઘરમાં પાડજો ચીસ, ૫૭ ધર્મ વચન કહ્યાં જે સાર દુતમન આનંદઅપાર ઉત્તમ કથા જેમ ગીતા જેહ, હરી ભકતને વલ્લભ તેહ ૫૮ એક કથા જે નીત્યે ભણે દુત નહિ તેને આંગણે શ્રવણ કરે જે એક મન સ્વર્ગ લોક પામે તે જન ૫૯

ઇતિ શ્રી ધર્મ ગીતા સંપુર્ણ.

સમાપ્ત.